# ખ્રીસ્તી મેળાનાં ખાસ ગીત



### The Voice of Wisdom Cries

૧ "જ્ઞાન હાંક મારે છે"

પરમેશ્વર બોલે છે, આવો રે.—ટેક.
સઘળાં પાપથી ફરો, ને કરો પસ્તાવો,
મુક્તિમાર્ગમાં ચાલો, આવો રે.—પરમેશ્વર. ૧

તમે જે ઘરડાં છો, આવો રે,
મોત તમને જલ્દ આવે, હાલ મુક્તિનો દિન છે;
પ્રભુ દયા કરશે, આવો રે.—પરમેશ્વર. ૨

તમે જે છો જુવાન, આવો રે,
પામો મુક્તિનું દાન, આપો ઈસુને માન;
સિપાઇઓ, થાઓ બળવાન,—આવો રે.—પરમેશ્વર. ૩

બારણું છે ઉઘાડું, આવો રે,
પણ બંધ થશે જ્યારે, રે શું કરશો ત્યારે?
અફસોસ થશે તમને, આવો રે.—પરમેશ્વર. ૪

---

### "Come, every soul, by sin oppressed"

૨ આવો, પાપથી પીડિત ૮, ૬ સ્વરો.

આવો, હરેક પાપથી પીડિત, છે દયા પ્રભુ પાસ;
વિરામ તમને દેશે ખચિત, જો તે પર હોય વિશ્વાસ. ૧

ફક્ત વિશ્વાસ કર, ફક્ત વિશ્વાસ કર, ફક્ત વિશ્વાસ કર હાલ;
ત્રાણ તે આપશે, ત્રાણ તે આપશે, ત્રાણ તે આપશે હાલ. ટેક.

આશીર્વાદો ખ્રીસ્તે આપવા, વે'વાડયું છે નિજ રક્ત;
તેમાં હાલ ડુબકી માર ના'વા; થાશે હિમ કરતાં શ્વેત. ૨

હા, ઇસુ છે સત્ય, રસ્તો, દોરનાર વિશ્રામમાં નિત;
વિશ્વાસ કર, વિલંબ ન કરતો, થઇશ બહુ આશીર્વાદિત. ૩

આવ, પાક ટોળીમાં સામેલ થા ખ્રીસ્તનો મહિમા પુનિત;
ને તે સ્વર્ગી દેશમાં રહેવા, કે જ્યાં આનંદ છે નિત. ૪

---

## ઓ ખ્રીસ્ત, તુજ સ્વર મધુર

ઓ ખ્રીસ્ત, તુજ સ્વર મધુર મુજને બોલાવે છે;
તે સુણી આવું શુદ્ધ થવા તુજ રક્તની મારફતે. આવું છું૦ ૧

આવું છું તુજ પાસ, આવું આ પળે;
રક્તે મને ધોઇ નાખ, જે ક્રૂસથી નીકળે. ટેક.

લાચાર ને છેક અશુદ્ધ, પુણ્ય વગર આવું છું;
સહુ દોષ તું પુરણ કહાડે છે, કે વગર ડાઘ હું થઉં. આવું છું૦ ૨

હે ઇસુ, તું કરાવ, સંપુરણ પ્રેમ, વિશ્વાસ;
શાંત આશા મનમાં તું સ્થપાવ, એં અને તૈં તું પાસ. આવું છું૦ ૩

હે ખ્રીસ્ત, તુજ દયા ફુત દિલમાં તું દૃઢ કરાવ;
કૃપા ને વત્તી કૃપા આપ, ને પાપનું બળ દબાવ. આવું છું૦ ૪

જય જય શુદ્ધ કરનાર રક્ત! ઉદ્ધારનાર પ્રેમને જય!
જય જય ખ્રીસ્ત, ને પ્રભુનું દાન, જીવનદાતાને જય! આવું છું૦ ૫

---

## "જેની ઇચ્છા તે આવે"

જેના કાને પડે—પોકાર અવાજ,
ધન્ય વાર્તા ચાલે સર્વ માનવી કાજ,
આખું જગ ઘેરીને બતાવો ઇલાજ,—
જેની ઇચ્છા તે આવે— ૧

જેની ઇચ્છા તે—ચાહે તે આવે—
મેદાન તથા ડુંગર પર ખબર ચાલે—
છે માયાળુ પિતા, ઘેર બોલાવે તે
જેની ઇચ્છા તે આવે—ટેક.

જેની ઇચ્છા તે—આ વચન ખાત્રીદાર,
જેની ઇચ્છા તે—નથી ટળી જનાર,
જેની ઇચ્છા તે—જળજીવન છે અપાર,—
જેની ઇચ્છા તે આવે— ૨

જેના કાને પડે—જરા નથી વાર
હાલજ અંદર પેસવું ખોલેલું છે દ્વાર—
સાચો રસ્તો ઇસુ, તેનાથીજ ઉદ્ધાર!
જેની ઇચ્છા તે આવે! ૩

---

## ૫ પવિત્ર આત્માને આમંત્રણ

જીવનદાતા, પવિત્ર આત્મા, અમમાં વસવા આવો રે;
પચાસમાના બળવાન આત્મા, કરૂણા અમ પર લાવો રે. ટેક.

પચાસમે દિન જેમ પધાર્યો, બળ તેવું તો ધરજો રે;
તરસ્યા થઇને અમો તલપીએ, વૃષ્ટિ ભારે કરજો રે. ૧

જાગૃત કરજો, જાગૃત કરજો, વેહેલા વેહેલા અમને રે;
આત્મિક શણગાર પ્હેરાવો અમને, કરગરીએ છીએ તમને રે. ૨

મનડાંનો તો મેલ અમારો, અગ્નિ થઇને બાળો રે;
અજવાળું અંતરમાં પાડી, અંધારાને ટાળો રે. ૩

ઇસુતણું જે રૂપ મનોહર, તેના જેવા કરજો રે;
પરાક્રમી કરજો, ઓ સ્વામી, નિરબળતાને હરજો રે. ૪

---

"Come, Thou fount of every blessing"

## ૬ આવ તું સૌ આશિષના ઉગમ ૮, ૭ સ્વરો

આવ, ઉગમ, તું સૌ આશિષના શિખાવ મને ગાવા પ્રીત;
પ્રીતની નદી, વ્હેતી સદા ગાવા દે સ્તુતિનાં ગીત.
દૂતો ગાય તેમ મને ગાતાં શિખાવ સૂર મધુર ગીતનો;
ધન્ય પહાડ જે પર હું વસ્યો, પહાડ તુજ તારવાની પ્રીતનો. ૧

અહીં મુકીશ મુજ એબેન-એઝેર, તુજ સહાયથી અહીં આવ્યો છું;
ઘેર ક્ષેમકુશળ આવવા આશા, તુજ કૃપાથી રાખું છું.
જ્યાર હું દેવથી ભટકેલ હતો, તવ ઇસુએ છે શોધેલ;
તેણે મુજને મુક્તિ દેવા મૂલ્યવાન રક્ત છે વ્હેવાડેલ. ૨

રોજ મને ચલાવવા, તેની છે કૃપા કેટલી બધી!
મુજ ભટકેલ મન તુજ સાથ, પ્રભુ, બાંધ દયારૂપ સાંકળથી;
માર્ગ છોડી હું ન જાઉં ભટકી પણ રહું પ્રીતે તુજ સાથ નિત,
આ રહ્યું મુજ દિલ, લે, પ્રભુ, તે લઈ કર તુજ કાજ મુદ્રિત. ૩

---

"O how I love Jesus"

## ૭ મધુર નામ

ચાહું હું સાંભળવા નામ એક, ચાહું હું ગાવા તે;
તે સૂર લાગે મધુર અધિક, જગમાં તે મિષ્ટ નામ છે. ૧

હું ઈસુને ચાહું, (૩) તેની છે મજ પર પ્રીત. ટેક.

તે મને કે તારનારની પ્રીત, મરેલ મુજ મુક્તિ માટ;
તે મને કે વહેલ શોણિત; જે છે પાપીને સાટ. ૨

તે મને કે બાપનો ભંડાર જે છે દર દિવસ માટ;
જો હું જાઉં, જે માર્ગ અંધાર, પ્રકાશ દે આખી વાટ. ૩

તે મને કે એક જણ વિષે જે દુ:ખી મુજ દુ:ખમાં;
તે દુ:ખોમાં થઇ મુજ પાસે લે ભાગ સૌ સંકટમાં. ૪

તે મને લેશે સ્વરમાં. યાહ, જો થાય મારૂં મરણ;
હાલેલુયાહ ! હાલેલુયાહ ! ગાઇશ તેને ચરણ. ૫

---

## ૮ સ્તંભના યોદ્ધાઓ

સ્થિર થાઓ ઇસુના પક્ષમાં, રે સ્તંભના યોદ્ધાઓ!
રાજાની ધજા ઉંચકો; સામા છે વૈરીઓ;
ઈસુ પોતાનું સૈન્ય, દોરશે ફતેહમાં નિત;
શત્રુને તે હરાવશે, થશે રાજા ખચીત. ૧

સ્થિર થાઓ ઈસુના પક્ષમાં! સુણો જંગનો પોકાર!
મોટી લડાઇમાં આવો, ખ્રીસ્તનો પ્રતાપ સ્વીકાર.
અસંખ્ય શત્રુ સામે, સદા રહો હિમ્મતવાન;
બીહીકમાં તારી પાસે, ઇસુ છે આગેવાન. ૨

સ્થિર થાઓ ઇસુના પક્ષમાં! તેનાજ બળથી ભરપૂર;
તે પર ભરોસો રાખો; પોતે અશક્ત જરૂર.
સુવાર્તિક, શસ્ત્રો સજી, પ્રાર્થનામાં રહો જાગૃત;
જ્યાં જોખમ છે ત્યાં ફરજ, ત્યાં હાજર રહો નિત. ૩

---

## ૯ મારાં પાપ મટાડ

હે ઇસુ, જગતના તારનાર, તું એકલો પાપને દૂર કરનાર;
તારી દયા અનંત અપાર, તું મારાં પાપ મટાડ. ૧

મજ ગરીબની પાસે નથી પુણ, પણ મારે માથે આત્મિક રૂણ;
હે ત્રાતા, મારી અરજી સુણ ને મારાં પાપ મટાડ. ૨

તેં લોકને સારૂ સહ્યું મરણ, ને એમજ કીધું પાપનું હરણ;
હે ત્રાતા, આવું તારે શરણ, તું મારાં પાપ મટાડ. ૩

મારા પર ચઢયો પાપનો ભાર, તેથી નરકમાં છું ડુબનાર;
દયાળુ ઇસુ, મને તાર, ને મારાં પાપ મટાડ. ૪

પાપથી બહુ થયો મને ત્રાસ, પણ હવે તારા પર વિશ્વાસ;
મને ન થવા દે નિરાશ, તું મારાં પાપ મટાડ. ૫

"O Happy Day"

## ૧૦ ઓ ધન્ય દિન

ઓ ધન્ય દિન, કર્યો જે વાર તારો સ્વીકાર, પ્રભુ તારનાર!
ભલે હવે, મજ દિલ હર્ષિત ખુશાલીનાં ગાય સંધે ગીત. ૧

ધન્ય દિન, ધન્ય દિન, ખ્રીસ્તે કર્યો શુદ્ધ, હું મલીન;
તેણે શિખવ્યું રહેવા જાગૃત, પ્રાર્થવાદી ને રોજ આનંદિત.
ધન્ય દિન, ધન્ય દિન, ખ્રીસ્તે કર્યો શુદ્ધ હું મલીન. ટેક.

ઓ ધન્ય કાલ, મુદ્રિત કરનાર મારી માનતા પ્રભુ દરબાર!
આનંદોત્સવ ત્યાં થાય હરદમ, જ્યારે ગમન કરૂં તે ગમ. ૨
પૂરો થયો ઉદ્ધાર સારો! પ્રભુનો હું, ને તે મારો;
તેની સુણી મધુર વાણી, ચાલ્યો પાછળ તેની ભણી. ૩
ઓ ખેદિત દિલ, તું લે વિશ્રામ, પ્રભુમાં જીવ, તે છે આશ્રમ,
દૂર કર, શોક દુઃખ, કરી ગમન જમવા આજે સ્વર્ગી જમણ. ૪
ઓ પરાત્પર, તું છે સુણનાર પ્રાર્થના મારી જે રોજ થનાર;
કરીશ ભજન સદા તારૂં જ્યાં લગ આવે મરણ મારૂં. ૫

---

## ૧૧ પૂરી મુક્તિ

પૂરી મુક્તિ, પૂરી મુક્તિ, ઉઘાડેલો છે ઝરો,
વ્હેતો છે ત્રાતાની કૂખથી, સૌને આપનાર છૂટકારો;
પૂરી પૂરી મુક્તિ— (૩) વહે છે સાગર મહામોટો. ૧

ધન્ય સ્તુત્ય પ્રકટીકરણ, સફાઇ આપનાર ધાર જુઓ,
પાપ કલંકથી આપી તારણ, કરનાર હિમથી ઉજળો;
પૂરી પૂરી મુક્તિ— (૩) ધન છે અનુભવ તેનો. ૨

પ્રેમની ધાર અદ્ભુત ચાલે છે હાલમાં મારા દિલની માંય,
વિચાર, ઈચ્છા, સ્વભાવ સર્વે શુદ્ધ રખાએ છે તેથી.
પૂરી પૂરી મુક્તિ— (૩) પાપસત્તાનો નાશ કરી. ૩

અનંતજીવન! સ્વર્ગી આનંદ! મન છે આત્માનું મંદિર,
મજ સાથ ઇશ્વર, પરમ સત્સંગ! મહાનંદી મહાગંભીર.
પૂરી પૂરી મુક્તિ— (૩) આપવા વધ્યું ખ્રીસ્ત રૂધીર! ૪

ચિંતા, સંદેહ, દુઃખ ને રૂદન બીક ને સંતાપ ગયાં દૂર,
વિશ્વાસથી મન છે સમાધાન, ઇસુ જય આપશે જરૂર.
પૂરી પૂરી મુક્તિ— (૩) સદા મફત ને ભરપૂર! ૫

## Love Divine

## ૧૨ પ્રભુની સર્વોત્કૃષ્ટ પ્રીત ૮, ૭ સ્વરો

દિવ્ય પ્રીત, સર્વોત્કૃષ્ટ પ્રીતિ સ્વર્ગી આનંદ, આવ ભૂમાંય;
તું અમારામાં કર વસ્તી વિરાજીત તું થા અમમાંય;
ઇસુ, તું છે અતિ દયાળ, ચોકખો, બેહદ છે તુજ પ્યાર;
તુજ તારણથી અમોને મળ, અમ છીએ બૌ ઇન્તેજાર. ૧

તુજ શ્વાસ પ્રેમી આત્માકેરો, દરેક ખેદિત દિલમાં ભર;
અમને પામવા દે તુજ આસરો, સૌને તુજ વારસદાર કર;
દૂર કર પાપી ભાવ અમારો, પ્રથમ ને છેલ્લો તું થા;
વિશ્વાસમાં તું કર વધારો, પાપથી આત્મા કર છૂટા. ૨

આવ તું શક્તિમાન ઉદ્ધારનાર, અમ પર થવા દે તુજ મ્હેર;
સત્વર પાછો આવ, ઓ તારનાર, ન જા અહીંથી બાહેર.
તો દૂતો જેમ સેવા કરશું, થઈ અમે આશીર્વાદિત;
તુજ ગૌરવી પ્રીતિ માનશું, કરી સ્તવન અખંડિત. ૩

અમે પુનર્જન્મેલ છીએં, શુદ્ધ, પવિત્ર અમને કર,
અમે પૂરી મુક્તિ પામ્યે, તું છે દેનાર ખરેખર.
બદલ તું ગૌરવી રૂપમાંય, કે થાય સ્વર્ગ તો ઘર અમ કાજ;
તુજ નામ માન્યે બુલંદ સદાય, ઉતારી ગૌરવી તાજ. ૪

---

## ૧૩ ઇશ્વરનાં હથિયારો

આત્મિક શણગાર સજો, વીરલા રે...એ છે હથિયાર વીરનાં. ટેક.

સત્યે તમારી કમ્મર બાંધો તો,
વીરતણું ખુટે નિર ના રે...એ છે હથિયાર વીરનાં

બખ્તર પહેરો ન્યાયીપણાનું,
રક્ષાને બાઓ શરીરના રે...એ છે હથિયાર વીરનાં

પહેરો પગરખાં શાંતિતણાં તો,
રણે હઠે કદી વીર ના રે...એ છે હથિયાર વીરનાં

ઢાલ ધરી વિશ્વાસની સામે,
ઝીલે ઘા તલવાર, તીરના રે...એ છે હથિયાર વીરનાં

ટોપ તારણનો મસ્તકે મુકો,
કદી ઘવાએ શિર ના રે...એ છે હથિયાર વીરનાં

આત્માતણી તલવાર ધરો તો,
દુશ્મન રણે રહે સ્થિર ના રે...એ છે હથિયાર વીરનાં

લડો, પડો પણ લેશ ડરો નહિ,
એવી શોભા પ્રભુ વીરના રે...એ છે હથિયાર વીરનાં

Take the Name of Jesus with You

૧૪ અમૂલ નામ ૮, ૭ સ્વરો

લે નામ ઈસુતણું તુજ સાથ, પાપદુ:ખથી તું જે પીડાય;
તે આપશે તને સુખાસ્પદ, તવ લે તે નામ જ્યાં તું જાય. ૧
અમૂલ નામ, કેવું મિષ્ટ! જગની આશા ને સ્વર્ગી હર્ષ (૨) ટેક.
લે નામ ઇસુતણું સદા, જેમ છે ઢાલ સૌ વિઘ્નો માટ;
પરીક્ષણ જો ઘેરે કદા, પ્રાર્થમાં પુનિત નામ તે રટ. ૨
વાહ! નામ ઇસુતણું અમૂલ! આત્મા કેવા થાય હર્ષિત;
લે અમને તેના ભુજ દયાળ અમે ગાયે તેનું ગીત. ૩
ઈસુતણા નામને નમશું, પાયે લાગી તાજ ધરી;
સ્વર્ગમાં તેને રાજા કરશું, જ્યારે થાય સફર પૂરી. ૪

૧૫ વધસ્તંભ

મારા પ્રભુના થંભ શિવાય હું તો બીજું ન જાણું કાંય. ટેક.
કોઇ જાણે છે ભુગોળ, ખગોળ ને ગણિતમાં પંકાય,
તત્ત્વો ને તર્કોમાં ઝાઝા, ઝાઝી કરે છે વડાઈ—૧
ઘણાક વૈદો ઔષધમાં, ને વાઢકાપમાં વખણાય,
ઔષધ આપે અકસીર એવું, પલમાં સાજા થાય—૨
જગના વિદ્વાનો નવ જાણે, થંભતણી મોટાઇ,
અંતે તેઓ પ્રભુ સમીપે, જરૂર જશે શરમાઇ--૩
તેથીજ શાંતિ, તેથી સફળતા, તેથી મનોની સફાઇ,
તેથી અમે સૌ સુખી સદાકાળ, ગાળશું સ્વરની માંય--૪

૧ તારણનો ઝરો

ઝરો તારણનો ખોલીઓ, મહીં વેહે છે નિર્મળ નીર;
સઘળાં તારણ લો. ટેક.
દેવ દયાથી આપતો, આ સૌને જીવનનીર. ૧
પ્રભુ બોલાવે સર્વને, મટાડે તરસની પીડ. ૨

તરસ્યાઓ, સહુ આવજો, આ પીવા નિરમળ નીર. ૩
શાને ખાબોચિયાં ખોળવાં? આ મૂકી સુંદર નીર. ૪
દામ ના બેસે નીરનું, કરૂણાથી ભાગે ભીડ. ૫
મરો છો શાને કારણે? છે પુષ્કળ સારૂં નીર. ૬
તારણ લો, રે તારણ લો, આ પીતાં નિરમળ નીર. ૭

---

## ૧૭ પ્રભુ ઈસુની લ્હે લાગી

મને લ્હે તો લાગી પ્રભુના નામની જો;
મારે બીજી રે, મારે બીજી વાતો નહિ કામની જો. ટેક.

હું તો જગને વગોણે નહિ ડરૂં જો;
મને આશા રે, મને આશા મળી છે સુખધામની જો. મને. ૧
હું તો કૃપા પામ્યો છું જગનાથની જો;
મારી વીતી રે, મારી વીતી છે કાળી જામની જો. મને. ૨
હું તો રાજી થઉં છું મારા ચિત્તમાં જો;
મારી જગ્યા રે, મારી જગ્યા કેવી આરામની જો. મને. ૩
હું તો રીઝું પ્રભુને સેવતાં જો;
નીત સ્તુતિ રે, નીત સ્તુતિ કરૂં છું તેના નામની જો. મને. ૪
મારા આત્મા, તું આભારો માનજે જો;
રૂડા દિલાસા રે, રૂડા દિલાસા પ્રભુમાં પામની જો. મને. ૫

---

## ૧૮ ઈસુના નામની રઢ

નામની નામની નામની રે, રઢ લાગી ઈસુતણા નામની;
વાતો સુણી સ્વરધામની રે, રઢ લાગી ઈસુતણા નામની.

જીવનદાતા ત્રાતા મળીઓ રે, સંપત આ મજ કામની રે. રઢ. ૧
પાપ નિવારણ મારાં કીધાં રે, બીક મટી નર્કઠામની રે. રઢ. ૨
ઈસુતણી શુભ સંગત મજને રે, જગ્યા બની છે આરામની રે. રઢ. ૩
સ્વર્ગી ખજાનો હાથ ચઢયો છે રે, પરવા કરૂં ન જગદામની રે. રઢ. ૪
આત્મિક શત્રુ બળીઆ તો પણ રે, બીક વિદારે તમામની રે. રઢ. ૫
ઓ મજ આત્મા, ઈસુમાં રહીને રે, મીઠા દિલાસા પામની રે. રઢ. ૬

---

## ૧૯ માત્થી ૮; ૨૫-૨૭

ધમઘોર ગગન આ ગાજતાં, અંધકાર પ્રચંડ આ કાળ,
ભવસાગરે હોડી અમારી, દરીઓ દીસે વિકરાળ. ૧
દુ:ખડુંગરો કંઇ ઝઝુમતા ને વહાણુ કદી અથડાય,
ઉઠો, પ્રભુ, તમે ઉંઘમાંથી, જીવ અમારા જાય. ૨
મોજાં છૂટે જગમોહનાં, આકાશ ચઢે અમ પ્રાણ,
પાતાળે પટકાઇ પાપથી, પડીએ મરણની ખાણ. ૩
ગમગીનીના ભંડારમાં આશા કંઈ છુપાય,
સાગરતણા સુસવાટમાં પ્રીતિપવન ફુંકાય. ૪
રડતાં રૂદનની રાતમાં, પડીએ તમારે પાય,
પ્રભાતના ઓ સૂર્ય, ઉગો, શાંતિ સઘળે થાય. ૫

---

## ૨૦ સહાયની માગણી

વ્હારે આવજો રે, મારા પ્રભુ, ઓ ઈસુ નાથ;
ભવસાગરમાં રે, મજને વિધવિધના સંતાપ. ટેક

દાઉદે તમ બળથી માર્યો, દૈત્ય વડો ગોલિયાથ. વ્હારે. ૧
અગ્નિથી ત્રણ સંત બચાવ્યા, વસીયા સાથે નાથ. વ્હારે. ૨
તમ પરતાપે દાનીયેલ વસીઓ સિંહોની સંઘાત. વ્હારે. ૩
સાગરમાં પીતરને ઝાલ્યો, (તેમ) પકડો મારો હાથ. વ્હારે. ૪
સિંહસમો છે શેતાન શત્રુ, ઈચ્છે મારો ઘાત. વ્હારે. ૫
જગતતણા મહા ભૂંડા ધારા, લલચાવે દિનરાત. વ્હારે. ૬
મરણનદી ઓળંગું ત્યારે રહેજો મારી સાથ. વ્હારે. ૭

---

## ૨૧ ખ્રીસ્ત મારો

મન મારૂં સ્થિર છે તારા પર, ખ્રીસ્ત મારો,
ઠરાવ કીધો છે ખરેખર, ખ્રીસ્ત મારો;
છે રાજા, યાજક, સતગુરૂ, જેણે મને તારણ દીધું,
ને જ્યાં લગ શ્વાસ છે હું ગાઉં, ખ્રીસ્ત મારો. ૧
ધન વિષે છો ફુલે બીજા, ખ્રીસ્ત મારો,
તે ધન ખુટે નહિ સર્વદા, ખ્રીસ્ત મારો;
તમારૂં સોનું જાય ઘસી, તમારૂં માન ટકનાર નથી,
મજ ભાગ રહેશે સર્વકાળ લગી, ખ્રીસ્ત મારો. ૨

હું માંદો અથવા સાજો હોઉં, ખ્રીસ્ત મારો,
જો નિર્ધન અથવા ધનવાન થાઉં, ખ્રીસ્ત મારો;
ને જ્યારે આવશે મૃત્યુકાળ, ને ભવસાગરની મૂકું પાળ,
ત્યારે મને નહિ લાગે ફાળ, ખ્રીસ્ત મારો. ૩

હાલ મારું ગીત કોણ ગાઇ શકે, ખ્રીસ્ત મારો;
મજ સત્ય, વાટ ને જીવન છે, ખ્રીસ્ત મારો;
તો મનોમન ને હાથોહાથ, ચાલીશું મેળવીને સંઘાત,
સૌ દેશમાં પોકારી આ વાત, "ખ્રીસ્ત મારો." ૪

---

## ૨૨ સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ

ઇસુ, તારી ઉપર છે પ્રીતિ મારી,
છોડી સઘળાં પાપ કરું સેવા તારી;
હે દયાળુ દેવ, મારા મનનું અજવાળ,
સૌથી તારા પર, મારી પ્રીતિ છે હાલ. ૧

આદિથી અંત સુધી તું કરનાર છે પ્રીત
ને મારે કાજ મરી થયો પ્રાયશ્ચિત્ત;
તેં સઘળાં દુ:ખ સહ્યાં, હે ઇસુ માયાળ,
સૌથી તારા પર, મારી પ્રીતિ છે હાલ. ૨

જીવતો કે મરતો, સાંભળું તારી વાણ,
ને જ્યાં લગ છે શ્વાસ, તારાં કરીશ વખાણ;
ને ગાઈશ જ્યારે આવશે મરણનો કાળ,
સૌથી તારા પર, મારી પ્રીતિ છે હાલ. ૩

આકાશી મુકામમાં આનંદી અપાર,
ભક્તિ, પ્રેમ કરવાને હું હોઇશ તૈયાર;
પહેરી સ્વર્ગી મુગટ ગાઇશ સદાકાળ,
સૌથી તારા પર, મારી પ્રીતિ છે હાલ. ૪

---

## ૨૩ અજવાળે

ચાલીએ સૌ અજવાળે, અજવાળે, અજવાળે,
ચાલીએ સૌ અજવાળે, ત્રાતાની સાથે. ટેક.

ઇસુ પાસે હું જઈશ, અજવાળે, અજવાળે;
તેની સાથે હું ચાલીશ, તેને અજવાળે. ચાલીએ. ૧

પાપની મારી પામી લઇશ, અજવાળે, અજવાળે;
જૂઠું સર્વે છોડી દઇશ, તેને અજવાળે. ચાલીએ. ૨
યત્ન કરૂં ઇસુ કાજ, અજવાળે, અજવાળે;
શક્તિ પામું લડવા આજ, તેને અજવાળે. ચાલીએ. ૩
શેતાન મને શું કરે? અજવાળે, અજવાળે;
નિત્ય મને જય મળે, તેને અજવાળે. ચાલીએ. ૪
મારૂં મરણ જ્યારે થાય, અજવાળે, અજવાળે;
ત્યારે બીક ન લાગે કાંઈ, તેને અજવાળે. ચાલીએ. ૫
બાપના ઘરે જઇશું, અજવાળે, અજવાળે;
સદા સુખી રહીશું, તેને અજવાળે. ચાલીએ. ૬

---

## ૨૪ જય હાલેલુયાહ

સ્વર્ગ ભણી ચાલીએ, જય હાલેલુયાહ.
સ્વર્ગ ભણી ચાલીએ, જય જય હાલેલુયાહ. ટેક.

નવું ગીત ગાઇશું, જય. ૧ તેનામાં હરખાઇશું, જય. ૪
તેની સેવા કરીશું, જય. ૨ તેને સાક્ષાત્ જોઇશું, જય. ૫
દુઃખ વિના રહીશું, જય. ૩ તેના જેવા થઇશું, જય. ૬

---

"He leadeth me"

## ૨૫ "તે મને દોરે છે"

દોરે મને ધન્ય વિચાર, સ્વર્ગી દિલાસો તે આપનાર;
જે માર્ગે જાઉં, જે કામ કરૂં, તેમાં દોરે મારો પ્રભુ. ૧

દોરે મને, દોરે મને પોતાના બળવંત હાથ વડે;
વિશ્વાસુ સેવક હું થાઉં, ને પાછળ પાછળ રોજ ચાલું. ટેક.

મુજ અબળ હાથ તેના હાથ માંય, ને હું કરૂં નહિ કચકચ કાંય;
જે સ્થળ કે સ્થિતિમાં રહું, તેમાં દોરે મારો પ્રભુ. ૨

ઘોર અંધકાર દેખાય મને, કે તેજસ્વી પ્રકાશ પડે;
શાંતિ કે તોફાનમાં જાઉં, તેમાં દોરે મારો પ્રભુ. ૩

જીંદગીની સેવા થાય પૂરી, સંપૂર્ણ જીત મુજ કૃપાથી;
મરણની બીક ન જાણું હું, તેમાં દોરે મારો પ્રભુ. ૪

---

## ૨૬ મહા આનંદ

મહા આનંદ આપણને થાય છે જો;
પ્રભુ ઈસુના લોહીથી સફાઇ છે જો—મહા. ૧
પૂરી પ્રીતમાં જે માણસ જાય છે જો;
તેનાં પાપો પ્રીતે ધોવાય છે જો—મહા. ૨
તેની વાણી મધુરી સંભળાય છે જો;
આવો, દુઃખી, આનંદ પુરો અહીં છે જો—મહા. ૩
ઝરો પુરો અહીં ઉભરાય છે જો;
તે તો ઈસુ જગતનો રાય છે જો—મહા. ૪
સર્વ સંકટમાં તેની સહાય છે જો;
તેની શક્તિથી શત્રુ સંતાય છે જો—મહા. ૫

---

## ૨૭ ઈસુ મસીહ મેરા પ્રાણ બચૈયા

ઈસુ મસીહ મેરા પ્રાણ બચૈયા, ઇસુ મસીહ ટેક.
જો પાપી ઈસુ કને આવે, ઈસુ હૈ વ્હાંકી મુક્તિ કરૈયા. ૧
ઇસુ મસીહકી મૈં બલીબલી જાઉં, ઇસુ હૈ મેરો ત્રાણ કરૈયા. ૨
ઘૈરી વહ નદિયા નાવ પુરાણી, ઈસુ હૈ મેરો પાર કરૈયા. ૩
દીનાનાથ અનાથકે બંધુ, તુમહી હો, પ્રભુ, પાપ હરૈયા. ૪
આસીકો અપની શરણમેં રખીયો, અંતસમયમેરી લીજે ખબરિયાં. ૫

---

## ૨૮ જય પ્રભુ ઈસુ

જય પ્રભુ ઇસુ, જય અધિરાજા, જય પ્રભુ, જય જયકારી. ટેક.
પાપ નિમિત દુઃખ લાજ ઉઠાઇ, પ્રાન દિયો બલિહારી. ૧
તીન દિનોં તબ ઇસુ ગોરમે, તીજા દિવસ નીહારી. ૨
પ્રાતસમય ઈતવાર દિનોંમે, આપ નિવાસા છારી. ૩
ભોર સવેરે "ઘોર મરનકા, તોડા બંધન ભારી. ૪
હાર ગયો શેતાન નિર્બલ હો, પાયો લાજ અપારી. ૫
સન્ત પવિત્ર તુરન્ત સરગમો, મંગળ સૂર ઉચ્ચારી. ૬
ભાસ્કર જગ પરકાશક ઈસુ, આશ્રિત કરૂં નિસ્તારી. ૭

---